(૧૫) પેશાબ કરતી વખતે યા ઈસ્તિન્જા કરતી વખતે ગુપ્ત અંગને જમણો હાથ ન લગાવે, બલકે ડાબો હાથ લગાવે. *('બુખારી' અને 'મુસ્લિમ')*

(૧૬) પેશાબ, પાખાનાના છાંટાઓથી ખાસ બચે, કારણ કે કબરનો અઝાબ મોટા ભાગે પેશાબના છાંટાઓથી ન બચવાના કારણે થાય છે. *('તિરમિઝી')*

(૧૭) કેટલીક જગાએ સંડાસ નથી હોતા, તેવા સમયે એવી આડની જગામાં હાજતથી ફારિગ થવું જોઈએ કે જ્યાં કોઈ બીજા માણસની નિગાહ ન પડે. *('સુનને અબૂ દાવૂદ')*

(૧૮) પેશાબ કરવા માટે નરમ (પોચી) જગા તલાશ કરે, જેથી છાંટા ન ઊડે તેમજ (પેશાબને) જમીન શોષી લે.

(૧૯) બેસીને પેશાબ કરે. ઊભા રહીને પેશાબ ન કરે. *('તિરમિઝી')*

(૨૦) પેશાબ કરવા પછી ઈસ્તિન્જા સૂકવવું હોય તો દીવાલ વગેરેની આડમાં સૂકવવું જોઈએ. *('બિહિશ્તી ગૌહર')*

(૨૧) વુઝૂ સુન્નત પ્રમાણે ઘરે કરવું જોઈએ.

(૨૨) સુન્નતો ઘરે પઢીને જવું, મોકો ન હોય તો મસ્જિદમાં પઢવું.

(૨૩) **ઘરથી મસ્જિદ કે કયાંક પણ જવા બહાર નીકળે ત્યારે આ દુઆ પઢવી :**

بِسْمِ اللّٰهِ تَوَكَّلْتُ عَلَى اللّٰهِ
لَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ ط

**"બિસ્મિલ્લાહિ તવક્કલતુ અલલ્લાહિ લા હવ્લ વલા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ."**

*(અબૂ દાવૂદ, તિરમિઝી, નસાઈ, ઈબ્ને હિબ્બાન)*

(૨૪) ઈત્મીનાન (ધીરજ)થી જવું, દોડીને ન જવું. (આ માત્ર મસ્જિદના માટે છે.)

**(૨૫) મસ્જિદથી કે ગમે ત્યાંથી પણ ઘરે આવે ત્યારે ઘરવાળાંઓને સલામ કરવી અને આ દુઆ પઢવી :**

اَللّٰهُمَّ اِنِّىْٓ اَسْئَلُكَ خَيْرَالْمَوْلَجِ
وَخَيْرَالْمَخْرَجِ بِسْمِ اللّٰهِ وَلَجْنَا
وَبِسْمِ اللّٰهِ خَرَجْنَا وَعَلَى اللّٰهِ
رَبِّنَا تَوَكَّلْنَاط

**"અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક ખયરલ્મવ્લજિ વ ખય્રલ મખ્રજિ બિસ્મિલ્લાહિ વ લજ્ના વ બિસ્મિલ્લાહિ ખરજ્ના વ અલલ્લાહિ રબ્બિના તવક્કલના".**

## મિસ્વાકની સુન્નતો

(૧) દરેક વુઝૂ કરતી વખતે મિસ્વાક કરવું સુન્નત છે.
(અત્તરગીબ વત્તરહીબ)

(૨) મિસ્વાક એક વેંત કરતાં વધારે લાંબી ન હોય. (બહરુર્રાઈક)

(૩) હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, ''દાતણ કરેલ વુઝૂ

સાથેની બે રકાત નમાઝ એવી ૭૦ (સિત્તેર) રકાતોથી ઉત્તમ (અફઝલ) છે, જેનાં વુઝૂમાં દાતણ ન કરાઈ હોય.'' (અબૂ નઈમ)

## વુઝૂની સુન્નતો

વુઝૂમાં ૧૮ (અઢાર) સુન્નતો છે. એને અદા કરવાથી કામિલ (સંપૂર્ણ) તરીકાથી વુઝૂ થઈ જશે.

૧. વુઝૂની નિય્યત કરવી. દાખલા તરીકે :

હું નમાઝ સહીહ થવા માટે વુઝૂ કરું છું.

(૨) **"બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ"** પઢીને વુઝૂ કરવું. કેટલીક રિવાયતોમાં વુઝૂની 'બિસ્મિલ્લાહ' આ પ્રમાણે આવી છે :–

بِسْمِ اللّٰهِ الْعَظِيْمِ وَالْحَمْدُ لِلّٰهِ
عَلٰى دِيْنِ الْاِسْلَامِ ط

**"બિસ્મિલ્લાહિલ અઝીમિ વલ્હમ્દુલિલ્લાહિ અલા દીનીલ ઈસ્લામ."**

(૩) બંને હાથોને કાંડા સુધી (પહોંચા સુધી) ત્રણ વખત ધોવા.

(૪) મિસ્વાક કરવું. જો મિસ્વાક ન હોય તો આંગળીથી દાંતોને ઘસવા.

(૫) ત્રણ વખત કુલ્લી (કોગળા) કરવા.

(૬) ત્રણ વખત નાકમાં પાણી ચઢાવવું.

(૭) ત્રણ વખત નાક સાફ કરવું.

(૮) દરેક અંગને ત્રણ–ત્રણ વખત ધોવું.

(૯) ચહેરો ધોતી વેળા દાઢીનો ખિલાલ કરવો.

(૧૦) હાથો અને પગોને ધોતી વખતે આંગળીઓનો ખિલાલ કરવો.

(૧૧) એક વખત આખા માથાનો મસહ કરવો.

(૧૨) માથાના મસહની સાથે કાનોનો મસહ કરવો.

(૧૩) વુઝૂના અંગોને મસળી મસળીને (ઘસી ઘસીને) ધોવા.

(૧૪) પય દર પય (નિરંતર) વુઝૂ કરવું.

(૧૫) તરતીબવાર (ક્રમવાર) વુઝૂ કરવું.

(૧૬) જમણી તરફથી પ્રથમ ધોવું.

(૧૭) વુઝૂ કર્યા પછી કલિમએ શહાદત પઢવું :

اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ
اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ ط

**"અશ્હદુ અંલ્લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહ."**

તે પછી આ દુઆ પઢવી :

اَللّٰهُمَّ اجْعَلْنِىْ مِنَ التَّوَّابِيْنَ
وَاجْعَلْنِىْ مِنَ الْمُتَطَهِّرِيْنَ ط

**"અલ્લાહુમ્મજ્અલ્ની મિનત્તવ્વાબીન વજ્અલ્ની મિનલ મુતતહ્હિરીન."**

**નોંધ :**

આ દુઆ વિશે મુલ્લા અલી કારી (રહ.)એ ફરમાવ્યું છે કે, વુઝૂમાં જાહેરી તહારત (પાકી) છે. આ દુઆ વડે બાતિની (આંતરિક) તહારતની દરખાસ્ત પેશ કરવામાં આવી છે. પ્રથમ (જાહેરી તહારત) ઈખ્તિયારી હતી, તે આપણે કરી લીધી, હવે (હે અલ્લાહ !) આપ પોતાની રહમતથી અમારા બાતિન (દિલ)ને પણ પાક કરી દો !

## ગુસલ કરવાનો મસનૂન તરીકો

પ્રથમ બંને હાથોને પહોંચા (કાંડા) સુધી ત્રણ વખત ધોવા.

તે પછી (શરીર પર) કોઈ જગાએ મની (વીર્ય) કે બીજી કોઈ નાપાકી લાગેલી હોય તો તેને ત્રણ વખત (ધોઈને) પાક કરો.

તે પછી નાનો અને મોટો બંને ઈસ્તિન્જા કરો (ભલે, જરૂરત ન હોય).

તે પછી મસનૂન તરીકા પ્રમાણે વુઝૂ કરો. જો ગુસલનું પાણી પગ આગળ ભેગું થતું હોય તો પગ ન ધોવા, ત્યાંથી અલગ થયા પછી ધોવા. નહિતર તે જ વખતે પગ ધોવા જાઈઝ છે.

હવે પાણી પ્રથમ માથા ઊપર રેડો, પછી જમણા ખભા પર. પછી ડાબા ખભા પર (એટલું પાણી રેડો કે માથાથી પગ સુધી પહોંચી જાય). બદન (શરીર)ને હાથો વડે મસળો.

આ એક વખત થયું.

ફરી પાછું બીજી વખત એ જ પ્રમાણે પાણી રેડો. પ્રથમ માથા પર, પછી જમણા ખભા પર, પછી ડાબા ખભા પર. (જ્યાં શરીરનો ભાગ સૂકો રહી જવાનો અંદેશો હોય ત્યાં હાથ મસળીને (ઘસીને) પાણી વહાવવાની કોશિશ કરો).

તે પછી ફરી પાછું ત્રીજી વખતે એ જ પ્રમાણે માથાથી પગ સુધી પાણી વહાવો. *('તિરમિઝી')*

**સૂચના :**

ગુસલ કર્યા પછી બદન (શરીર)ને કપડાં (કે ટૂવાલ) વડે લૂછવું પણ સાબિત છે અને ન લૂછવું પણ સાબિત છે. એટલે બંને રીતોમાંથી જે રીત પણ અપનાવે તે સુન્નત હોવાની નિય્યત કરી લે. *('મિશ્કાત')*

## મસ્જિદમાં દાખલ થવાની સુન્નતો

(૧) જમણો પગ મસ્જિદમાં (પ્રથમ) દાખલ કરવો.

(૨) બિસ્મિલ્લાહ પઢવું.

(૩) દુરૂદ શરીફ પઢવું, દાખલા તરીકે :–

اَلصَّلٰوةُ وَالسَّلَامُ عَلٰى رَسُوْلِ اللّٰهِ
صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ ط

**"અસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ."**

(૪) દુઆ પઢવી :–

اَللّٰهُمَّ افْتَحْ لِىْ اَبْوَابَ رَحْمَتِكَ ط

**"અલ્લાહુમ્મફ્તહ્લી અબ્વા-બ રહ્મતિક."**

(૫) એ'તિકાફની નિય્યત કરવી.

**એ'તિકાફની નિય્યત :**

بِسْمِ اللّٰهِ دَخَلْتُ وَعَلَيْهِ تَوَكَّلْتُ
وَنَوَيْتُ سُنَّةَ الْاِعْتِكَافِ ط

**"બિસ્મિલ્લાહિ દખલ્તુ વ અલયહિ તવક્કલતુ વ નવય્તુ સુન્નતલ ઈઅ્તિકાફ."**



## નમાઝની એકાવન સુન્નતો છે

**કિયામમાં ૧૧ (અગિયાર) સુન્નતો છે :**

(૧) તકબીરે તહરીમા વખતે સીધા (ટટાર) ઊભા રહેવું. અર્થાત્ માથું ઝુકાવવું નહિ.

(૨) બંને પગોની વચ્ચે ચાર આંગળીઓ જેટલું અંતર રાખવું તેમજ પગોની આંગળીઓને કિબ્લા તરફ રાખવી.

(૩) મુક્તદીની તકબીરે તહરીમા ઈમામની તકબીરે તહરીમાની સાથે હોવી.

(૪) તકબીરે તહરીમા કહેતી વખતે (પુરુષોએ) બંને હાથોને કાન સુધી ઉઠાવવા.

(૫) તકબીરે તહરીમા વખતે હાથની હથેળીઓને કિબ્લા તરફ રાખવી.

(૬) તકબીરે તહરીમા વખતે હાથની આંગળીઓને પોતાની અસલ સ્થિતિમાં રાખવી અર્થાત્ ન વધારે પહોળી કરવી, ન વધારે સંકોચવી.

(૭) હાથ બાંધતી વખતે જમણા હાથની હથેળીને ડાબા હાથની હથેળીની પીઠ ઉપર મૂકવી.

(૮) પુરુષોએ જમણા હાથની ટચલી (નાની) આંગળી અને અંગૂઠા વડે વર્તુળ બનાવીને ડાબા હાથનું કાંડું પકડવું.

(૯) વચલી ત્રણ આંગળીઓને ડાબા હાથની કલાઈ (કોણી અને કાંડા વચ્ચેના ભાગ) પર મૂકવી.

(૧૦) પુરુષોએ નાફ (દૂંટી—નાભિ)ના નીચે હાથ બાંધવા.

(૧૧) 'સના' અર્થાત્ 'સુબ્હાનકલ્લાહુમ્મ...' પઢવું.

## કિરાઅતની સાત સુન્નતો

(૧) 'તઅવ્વુઝ' અર્થાત્ 'અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ' પઢવું.

(૨) 'તસ્મિયહ' અર્થાત્ 'બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ' પઢવું.

(૩) ધીમેથી 'આમીન' કહેવું.

(૪) ફજર અને ઝોહરમાં 'તિવાલે મુફસ્સલ' અર્થાત્ સૂરએ 'હુજૂરાત'થી સૂરએ 'બુરૂજ' સુધી.

અસર અને ઇશામાં 'અવસાતે મુફસ્સલ' અર્થાત્ સૂરએ 'બુરૂજ'થી સૂરએ 'લમ યકુન' સુધી અને

મગરિબમાં 'કિસારે મુફસ્સલ' અર્થાત્ સૂરએ 'ઈઝા ઝુલઝિલત'થી સૂરએ 'નાસ' સુધીની સૂરતોમાંથી (કોઈ સૂરત) પઢવી.

(૫) ફજરની પહેલી રકાત લાંબી કરવી.

(૬) કુર્આન ન વધારે ઉતાવળથી પઢવું, ન વધારે થોભીને પઢવું, બલકે મધ્યમ ઝડપથી પઢવું.

(૭) ફર્ઝ (નમાઝ)ની ત્રીજી અને ચોથી રકાતમાં માત્ર સૂરએ 'ફાતિહા' (અલ્હમ્દુ શરીફ) પઢવું.

## રુકૂઅની આઠ સુન્નતો

(૧) રુકૂઅની તકબીર કહેવી.

(૨) પુરુષોએ (રુકૂઅમાં) બંને હાથ વડે ઘૂંટણ પકડવા.

(૩) હાથની આંગળીઓ પહોળી કરીને ઘૂંટણ પકડવા.

(૪) પગની પિંડીઓને સીધી (ટટાર) રાખવી.

(૫) રુકૂઅમાં પુરુષોએ પીઠ બીછાવી દેવી.

(૬) રુકૂઅમાં પુરુષોએ સર અને સુરીન (માથું અને થાપો) સીધી લીટીમાં રાખવા.

(૭) રુકૂઅમાં ઓછામાં ઓછું ત્રણ વખત **"સુબ્હાન રબ્બિયલ અઝીમ"** પઢવું.

(૮) રુકૂઅથી ઊઠતી વખતે

ઇમામે **"સમિઅલ્લાહુ લિમન હમીદહ"** કહેવું.

મુકતદીએ **"રબ્બના લકલ હમ્દ"** કહેવું અને

મુન્ફરિદે (એકલા નમાઝ પઢનારે) બંને કહેવું.

## સિજદહની બાર સુન્નતો

(૧) સિજદહની તકબીર કહેવી.

(૨) સિજદહમાં પ્રથમ બંને ઘૂંટણો જમીન ઉપર મૂકવા.

(૩) તે પછી બંને હાથોને જમીન ઉપર મૂકવા.

(૪) તે પછી નાક જમીન ઉપર મૂકવું.

(૫) તે પછી પેશાની (કપાળ) જમીન ઉપર મૂકવી.

(૬) બંને હાથોની વચ્ચે સિજદહ કરવો.

(૭) પુરુષોએ સિજદહમાં પેટને જાંઘથી અલગ રાખવું.

(૮) પુરુષોએ બાઝૂ (બાવડું અર્થાત્ હાથની કોણી અને ખભા વચ્ચેનો ભાગ) પેહલૂ (પડખાં, પાસાં)થી અલગ રાખવું.

(૯) પુરુષોએ હાથની કોણીઓને જમીનથી અલગ રાખવી.

(૧૦) સિજદહમાં ઓછામાં ઓછું ત્રણ વખત

**"સુબ્હાન રબ્બિયલ આ'લા"** પઢવું.

(૧૧) સિજદહથી ઊઠવાની તકબીર કહેવી.

(૧૨) સિજદહથી ઊઠતી વખતે :

પ્રથમ પેશાની, પછી નાક, પછી હાથ અને તે પછી ઘૂંટણો (એ પ્રમાણે ક્રમવાર) ઉઠાવવા તેમજ બંને સિજદહ દરમ્યાન ઈત્મીનાનથી બેસવું.

## કાઈદહની તેર સુન્નતો

(૧) કાઈદહમાં પુરુષોએ જમણો પગ (પંજો) ઊભો રાખવો અને ડાબો પગ (પંજો) બિછાવીને તેના પર બેસવું તેમજ પગની આંગળીઓને કિબ્લા તરફ રાખવી.

(૨) કાઈદહમાં બંને હાથોને જાંઘ ઉપર મૂકવા.

(૩) 'તશહ્હુદ' (અર્થાત્ અત્તહિય્યાત)માં 'અશહદુ અંલ્લા ઈલા–હ' પર શહાદતની આંગળી ઉઠાવવી અને 'ઈલ્લલ્લાહ' પર ઝુકાવી દેવી.

(૪) છેલ્લા કાઈદહમાં દુરૂદ શરીફ (દુરૂદે ઈબ્રાહીમ) પઢવું.

(૫) દુરૂદ શરીફ (દુરૂદે ઈબ્રાહીમ) પઢયા પછી કુર્આન કે હદીસમાં આવી હોય તેવી કોઈ દુઆ પઢવી.

(૬) બંને તરફ સલામ ફેરવવી.

(૭) સલામની શરૂઆત જમણી બાજુથી કરવી.

(૮) સલામ ફેરવતી વખતે ઇમામે મુકતદીઓ, ફરિશ્તાઓ અને નેક જિન્નાતને સલામ કરવાની નિય્યત કરવી.

(૯) સલામ ફેરવતી વખતે મુક્તદીએ ઇમામ, ફરિશ્તાઓ, નેક જિન્નાત અને જમણી–ડાબી બાજુના મુક્તદીઓને સલામ કરવાની નિય્યત કરવી.

(૧૦) મુન્ફરિદે (એકલા નમાઝ પઢનારે) માત્ર ફરિશ્તાઓને સલામ કરવાની નિય્યત કરવી.

(૧૧) મુક્તદીએ ઇમામની સાથે સલામ ફેરવવી.

(૧૨) ઇમામે બીજી સલામના અવાજને પહેલી સલામના અવાજ કરતાં ધીમો (મંદ) કરવો.

(૧૩) મસ્બૂકે (જેની શરૂઆતની રકાત છૂટી ગઈ હોય તેણે) ઇમામના ફારિગ થવાનો ઈન્તિઝાર કરવો.

**સૂચના :**

હાથની આંગળીઓ રુકૂઅમાં પહોળી થયેલી અને સિજદહમાં ભેગી થયેલી રાખવી. *('નુરુલ ઈઝાહ'માંથી)*

**ઔરતોની નમાઝમાં ખાસ તફાવત :**

(૧) તકબીરે તહરીમા વખતે પોતાના બંને હાથ ખભા સુધી ઉઠાવે; પરંતુ હાથોને દુપટ્ટા (ઓઢણી)માંથી બહાર ન કાઢે.

(૨) હાથોને સીના પર બાંધે.

જમણા હાથની હથેળીને માત્ર ડાબા હાથની હથેળીની પીઠ ઉપર મૂકી દે. (મર્દોની જેમ નાની આંગળી અને અંગૂઠા વડે વર્તુળ બનાવીને હાથનું કાંડું ન પકડે.)

બંને બાજૂઓ (બાવડાં અર્થાત્ હાથનો કોણીથી ખભા સુધીનો ભાગ)ને

પેહલૂઓ (પડખાં, પાસાં) સાથે ખૂબ મેળવીને રાખે.

બંને પગની ઘૂંટીઓને બિલકુલ મેળવી દે.

(૩) સિજદહમાં પગો (પંજાઓને આંગળી પર) ઊભા ન રાખે; બલકે જમણી બાજુ (બહાર) કાઢે.

સિજદહ ખૂબ સંકોચાઈને અને દબાઈને એવી રીતે કરે કે પેટ બંને જાંઘોની સાથે તેમજ બંને બાઝૂઓ (બાવડાં) બંને પેહલૂઓની સાથે ભેગાં મળી જાય.

સિજદહમાં બંને હાથની કોણીઓને જમીન પર મૂકી દે.

(૪) કાઈદહમાં બેસે ત્યારે બંને પગોને જમણી તરફ (બહાર) કાઢે.

બંને હાથોને જાંઘ પર મૂકી દે.

હાથની આંગળીઓને ખૂબ મેળવીને રાખે.

**નમાઝના તે આદાબ જે બધાં માટે એકસરખાં છે :**

કિયામ (ઊભા રહેવાની હાલત)માં સિજદહની જગાએ નજર રહે.

રુકૂઅની હાલતમાં પગો પર નજર રહે.

સિજદહની હાલતમાં નાક પર નજર રહે અને

સલામ ફેરવતી વખતે ખભા પર નજર રહે.

બગાસું આવે તો તેને ખૂબ બળપૂર્વક રોકે, છતાં જો ન રોકાય તો જમણા હાથની હથેળીની પીઠ વડે રોકે.

જો ખાંસી આવે એવું લાગે તો તેને પણ રોકવાની કોશિશ કરે તથા કાબૂ રાખે.

સિર્રી નમાઝ (ઝોહર અને અસર)માં એટલા અવાજે પઢે કે પોતે

સાંભળી શકે.

સલામ ફેરવ્યા બાદ

એક વખત **"અલ્લાહુ અકબર"** કહે.

તે પછી ત્રણ વખત **"અસ્તગફિરુલ્લાહ"** કહે જેમાં છેલ્લી વખતે જરા ખેંચીને (લંબાવીને) પઢે.

**ફર્ઝ નમાઝ પછી નીચેની દુઆઓ પઢે :**

اَللّٰهُمَّ اَنْتَ السَّلَامُ وَمِنْكَ
السَّلَامُ تَبَارَكْتَ يَاذَالْجَلَالِ
وَالْاِكْرَامِ ط

(૧) **"અલ્લાહુમ્મ અન્તસ્સલામ, વ મિન્કસ્સલામ, તબારક્ત યા ઝલ્જલાલિ વલ્ઇકરામ."** *(ફત્હુલ કદીર ભાગ–૧, પા. ૪૩૯)*

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ
لَهٗ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَهُوَ
عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ط

(૨) **"લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વહ્દહૂ લા શરી-ક લહૂ લહુલ મુલ્કુ વ લહુલ હમ્દુ વ હુવ અલા કુલ્લિ શયઈન કદીર."**

اَللّٰهُمَّ لَا مَانِعَ لِمَا اَعْطَيْتَ وَلَا مُعْطِيَ لِمَا مَنَعْتَ وَلَا يَنْفَعُ ذَاالْجَدِّ مِنْكَ الْجَدُّ ط

(૩) **"અલ્લાહુમ્મ લા માનિ-અ લિમા અઅ્તય્ત વ લા મુઅ્તિ-ય લિમા મનઅ્ત વલા યન્ફઉ ઝલ્જદ્દિ મિન્કલ્જદ્દ."**

## ખાવાની કેટલીક સુન્નતો

(૧) દસ્તરખ્વાન (ભોજન માટેનું પાથરણું) બિછાવવું.

(૨) બંને હાથોને કાંડા સુધી ધોવા.

**નોંધ :** અલ્લામા શામી (રહ.)ના મતે ખાવાથી પહેલાં કુલ્લી–કોગળા કરવા સુન્નત નથી; પરંતુ જનાબતની હાલતમાં કુલ્લી કરવા વગર ખાવું મકરૂહ છે. *('શામી' ભાગ–૫, પા–૨૩૯)*

(જો કોઈ મોઢાની સફાઈના માટે કુલ્લી કરવા ચાહે તો મના નથી.)

(૩) બુલંદ અવાજથી 'બિસ્મિલ્લાહ' પઢવું. *('શામી' ભાગ–૫)*

(૪) જમણા હાથ વડે ખાવું.

(૫) ખાવાની મજલિસમાં જે શખ્સ સૌથી વધારે બુઝુર્ગ અને મોટો હોય તેમનાથી ખાવાનું શરૂ કરાવવું.

(૬) ખાવાનું એક જ પ્રકારનું હોય તો પોતાની સામેથી ખાવું.

(૭) જો કોઈ લુકમો (કોળિયો) પડી જાય તો ઉપાડીને સાફ કરીને ખાય લેવું.

(૮) ટેકો લગાવીને ન ખાવું.

(૯) ખાવામાં કોઈ ઐબ (ખામી) ન કાઢવી.

(૧૦) જોડા (પગરખાં) ઉતારીને ખાવું.

(૧૧) ખાવા માટે બેસવાની રીતો નીચે પ્રમાણે છે : –

એવી રીતે ઊકડું બેસે કે બંને ઘૂંટણો ઊભા હોય અને સુરીન (થાપાં) જમીન પર હોય અથવા

એક ઘૂંટણ ઊભો રાખે અને બીજા ઘૂંટણને બીછાવીને તેના ઉપર બેસે અથવા

બંને ઘૂંટણોને જમીન ઉપર બીછાવીને કાઈદહની જેમ બેસે અને આગળની તરફ જરા ઝૂકીને બેસે.

(૧૨) ખાધા પછી વાસણો, પ્યાલા, રકાબી વગેરેને સાફ કરી લેવું. આમ કરવાથી વાસણો એના માટે મગફિરતની દુઆ કરે છે.

(૧૩) **ખાધા પછીની (આ) દુઆ પઢવી :**

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ اَطْعَمَنَا وَسَقَانَا
وَجَعَلَنَا مِنَ الْمُسْلِمِيْنَ ط

**"અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી અત્અમના વસકાના વજઅલના મિનલ્ મુસ્લિમીન."**

**ભાવાર્થ :**

તમામ વખાણો અલ્લાહના માટે છે જેણે ખવડાવ્યું અને પીવડાવ્યું તેમજ મુસલમાનોમાં બનાવ્યા.

(૧૪) પહેલાં દસ્તરખ્વાન (ભોજનનું પાથરણું) ઉઠાવવું, તે પછી પોતે ઊઠવું.

**(૧૫) દસ્તરખ્વાન ઉઠાવવાની (આ) દુઆ પઢવી :**

اَلْحَمْدُ لِلّٰهِ حَمْدًا كَثِيْرًا طَيِّبًا مُّبَارَكًا فِيْهِ غَيْرَ مُكْفِيٍّ وَّلَا مُوَدَّعٍ وَلَا مُسْتَغْنًى عَنْهُ رَبَّنَا ط

**"અલ્હમ્દુલિલ્લાહિ હમ્દન કસીરન તય્યિબન મુબારકન ફીહી ગય્ર મુક્ફિય્યિન્ વલા મુવદ્દઈન વલા મુસ્તગ્નિયન્ અન્હુ રબ્બના."**

**ભાવાર્થ :**

તમામ વખાણો અલ્લાહના માટે છે, એવા વખાણો જે પુષ્કળ હોય તેમજ પાકીઝા અને બાબરકત હોય. હે અમારા પરવરદિગાર ! અમે આ ખાવાને કાફી (પૂરતું) સમજીને યા બિલકુલ રુખ્સત કરીને યા એનાથી ગૈરમોહતાજ થઈને ઉઠાવી રહ્યા નથી.

(૧૬) બંને હાથોને ધોવા.

(૧૭) કુલ્લી (કોગળા) કરવા.

(૧૮) જો શરૂઆતમાં **'બિસ્મિલ્લાહ'** પઢવાનું ભૂલી જાય તો આ પ્રમાણે પઢે :

بِسْمِ اللّٰهِ اَوَّلَهٗ وَاٰخِرَهٗ ط

**"બિસ્મિલ્લાહિ અવ્વલહૂ વ આખિરહૂ."**

(૧૯) જ્યારે કોઈની દાવત ખાય ત્યારે મેઝબાન (દાવત આપનાર)ને આ પ્રમાણે દુઆ આપે :

اَللّٰهُمَّ اَطْعِمْ مَنْ اَطْعَمَنِىْ
وَاسْقِ مَنْ سَقَانِىْ ط

**"અલ્લાહુમ્મ અત્ઈમ મન અત્અમની વસ્કિ મન્ સકાની."**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! જેણે મને ખવડાવ્યું તેને (તું) ખવડાવ અને જેણે મને પિવડાવ્યું તેને (તું) પિવડાવ. *(તિરમિઝી)*

(૨૦) સરકો વાપરવું સુન્નત છે. જે ઘરમાં સરકો મોજૂદ હોય, તે ઘર સાલન (શાક)થી ખાલી નથી સમજી શકાતું.

(૨૧) એકલા ઘઉં કોઈ વાપરતું હોય તો તેણે તેમાં થોડાક જવ પણ મિશ્ર કરવા જોઈએ. (ભલે ને) થોડીક જ માત્રામાં હોય, જેથી સુન્નત પર અમલનો સવાબ મળી જાય.

(૨૨) ગોશ્ત ખાવું સુન્નત છે.

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે કે,

'દુનિયા અને આખિરતમાં વાનગીઓનો સરદાર ગોશ્ત છે.'

(૨૩) (આપણાં મુસલમાનભાઈની) દાવત કબૂલ કરવું સુન્નત છે. અલબત્ત, જો (આવકનું વધારે પ્રમાણ) વ્યાજ, લાંચ–રુશ્વતનું હોય અથવા તે (દાવત આપનાર) બદકારી (પાપાચાર) કરતો હોય તો તેની દાવત કબૂલ કરવી ન જોઈએ.

(૨૪) પોતાના સગાં–સંબંધીઓ, મિત્રો અને મિસ્કીનો (ગરીબો)ને વલીમાનું ખાવાનું ખવડાવવું સુન્નત છે.

(૨૫) મય્યિતના રિશ્તેદારો (સગાંઓ)ને ખાવાનું આપવું મસનૂન છે.

(૨૬) ખાતી વખતે બિલકુલ ખામોશ રહેવું મકરૂહ છે. *(શામી)*

પરંતુ દુઃખ, ફિકર–ચિંતા તેમજ બીમારીની વાત ન કરે.

**સૂચના :**

**'અબૂ દાવૂદ'**ની શર્હ (વિવરણ) માટે લખાયેલી કિતાબ **'બઝલુલ મજહૂદ'**ના પાના ૩૫ ઉપર લખ્યું છે કે :

● જ્યારે કોઈ શખ્સ **'બિસ્મિલ્લાહ'** કહીને પોતાના ઘરમાં દાખલ થાય છે ત્યારે શયતાન પોતાના ભાઈઓથી કહે છે કે :

'હે ભાઈઓ ! તમારા માટે આ ઘરના દરવાજા બંધ થઈ ગયા છે. રાતવાસા માટે કોઈ બીજું ઘર શોધો.'

● જ્યારે ખાતી વખતે **'બિસ્મિલ્લાહ'** પઢી લેવામાં આવે છે ત્યારે શયતાન કહે છે કે,

'લો, હવે ખાવા પર પણ પાબંદી (પ્રતિબંધ) થઈ ગઈ !'

**અર્થાત્ :**

ન અહીં રહી શકો છો, ન અહીં ખાય શકો છો !

● જો બંદો ઘરમાં દાખલ થતી વખતે **'બિસ્મિલ્લાહ'** કહેવું ભૂલી જાય તો શયતાન પોતાના ભાઈઓથી કહે છે કે,

'તમે ઘર મેળવી લીધું, રાત ગુઝારવા માટે.'

● અને જો તે બંદો ખાતી વખતે પણ **'બિસ્મિલ્લાહ'** પઢવાનું ભૂલી જાય તો શયતાન કહે છે કે, 'રહેવાની સાથે સાથે ખાવાની પણ પરવાનગી છે.'

## પીવાની સુન્નતો

(૧) જમણા હાથથી પીવાનું પાત્ર પકડવું.

(૨) પીવાથી પહેલાં અગર ઊભા હોય તો બેસી જવું. ઊભા થઈને પીવું મના છે.

(૩) **'બિસ્મિલ્લાહ'** કહીને પીવું. પીધા પછી **'અલ્હમ્દુલિલ્લાહ'** કહેવું.

(૪) ત્રણ શ્વાસમાં પીવું.

શ્વાસ લેતી વખતે પાણીનું પાત્ર મોઢાંથી અલગ કરવું.

(૫) વાસણની તૂટેલી ધાર તરફથી ન પીવું.

(૬) મશકથી મોઢું લગાવીને ન પીવું અથવા કોઈ પણ એવું વાસણ હોય જેમાંથી એકદમ પાણી વધારે આવી જવાની સંભાવના હોય અથવા એ સંભાવના હોય કે તેમાં સાપ કે વીંછી આવી જાય.

(૭) માત્ર પાણી પીવા પછી આ દુઆ પઢવી પણ મસનૂન છે :

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ سَقَانَا عَذْبًا
فُرَاتًا بِرَحْمَتِهٖ مَاءً وَّلَمْ
يَجْعَلْهُ بِذُنُوْبِنَا مِلْحًا أُجَاجًا۔

**"અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી સકાના અઝ્બન્ ફૂરાતમ્ બિરહ્મતિહી માઅંવ્ વ લમ યજ્અલ્હૂ બિઝુનૂબિના મિલ્હન ઉજાજન."** *(રૂહુલ મઆની, પારહ : ૨૭, પાનું : ૧૪૯)*

(૮) પાણી પીધા પછી જો બીજાને આપવું હોય તો પ્રથમ જમણી બાજુવાળાને આપે અને પછી એ જ ક્રમ પ્રમાણે દૌર પૂરો કરે.

ચાહ અને શરબત પણ એ જ પ્રમાણે પેશ કરે.

(૯) દૂધ પીધા પછી આ દુઆ પઢે :

اَللّٰهُمَّ بَارِكْ لَنَا فِيْهِ وَزِدْنَا مِنْهُ-

**"અલ્લાહુમ્મ બારિક લના ફીહી વ ઝિદ્‌ના મિન્હુ."**

(૧૦) પીવડાવનારે છેવટે પીવું.

(૧૧) ઝમઝમનું પાણી ઊભા રહીને પીવું.

(૧૨) વુઝૂનું બચેલું પાણી ઊભા રહીને પીવું.

એમાં બીમારીઓના માટે શિફા છે.

અલ્લામા શામીએ લખ્યું છે કે,

'મેં કેટલીયે વખત પોતાની બીમારીઓમાં એનો અનુભવ કર્યો છે અને શિફા મેળવી છે.'

## લિબાસની સુન્નતો

(૧) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને સફેદ રંગના કપડાં પસંદ હતા.

(૨) ખમીશ, કુર્તા (કફની) કે સદરી વગેરે પહેરે તો પ્રથમ જમણો હાથ આસ્તીન (બાંય)માં નાંખે અને તે પછી ડાબો હાથ નાંખે.

એ જ રીતે પાયજામો અને શલવાર પહેરતી વખતે પ્રથમ જમણો પગ નાંખે તે પછી ડાબો પગ નાંખે.

(૩) પાયજામો, શલવાર કે લૂંગી (પગની) ઘૂંટીથી ઉપર રાખે. ઘૂંટીથી નીચે લટકાવવાથી અલ્લાહ તઆલા નારાઝ થાય છે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'તેહબંદ (લૂંગી) ઘૂંટીથી નીચે લટકાવનાર પર અલ્લાહ તઆલા રહમતની નજર ફરમાવશે નહિ.'

**(૪) નવું કપડું પહેરીને આ દુઆ પઢે :**

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِيْ كَسَانِيْ هٰذَا
مِنْ غَيْرِ حَوْلٍ مِّنِّيْ وَلَا قُوَّةٍ ط

**"અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી કસાની હાઝા મિન ગયરિ હવ્લિમ્મિન્ની વલા કુવ્વહ."**

(૫) અમામા (પાઘડી)ની નીચે ટોપી રાખવી સુન્નત છે.

ટોપી વગર અમામા બાંધવો સુન્નતથી ખિલાફ છે.

(૬) કાળો સાફો બાંધવો મસનૂન છે.

શમ્લહનો (છેડો) છોડવો પણ સુન્નત છે.

શમ્લહનું પ્રમાણ એક હાથ કે તેનાથી વધારે પણ સ

(૭) કપડાં ઉતારતી વખતે 'બિસ્મિલ્લાહ' કહે.

કપડાં ઉતારવાની શરૂઆત ડાબી બાજુથી કરે.

ખમીશ કે કુર્તો (કફની) વગેરે ઉતારવું હોય ત્યારે

પ્રથમ ડાબો હાથ આસ્તીન (બાંય)માંથી કાઢે અને તે પછી જમણો હાથ કાઢે.

એ જ પ્રમાણે શલવાર અને પાયજામો ઊતારતી વખતે પ્રથમ ડાબો પગ બહાર કાઢે અને તે પછી જમણો પગ કાઢે.

(૮) જોડા પ્રથમ જમણા પગમાં પહેરે અને પછી ડાબા પગમાં પહેરે.

(૯) જોડા (પગરખાં) ઉતારતી વખતે :

પ્રથમ ડાબા પગમાંથી ઉતારે અને પછી જમણા પગમાંથી ઉતારે.

**(૧૦) નવા જોડા (પગરખાં) પહેરીને આ દુઆ પઢે :**

اَللّٰهُمَّ اِنِّىْٓ اَسْئَلُكَ مِنْ خَيْرِهٖ
وَخَيْرِ مَا هُوَلَهٗ وَاَعُوْذُبِكَ مِنْ
شَرِّهٖ وَشَرِّ مَا هُوَلَهٗ ط

**"અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુ-ક મિન ખયરિહી વ ખયરિ મા હુ-વ લહૂ અઊઝુબિ-ક મિન શર્રિહી વ શર્રિ મા હુ-વ લહૂ."**

## બાલ (વાળ)ની સુન્નતો

(૧) નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક માથાના વાળોની લંબાઈ વિશે નીચે પ્રમાણે રિવાયતો છે :

એક રિવાયત પ્રમાણે એની લંબાઈ કાનોના દરમિયાન સુધી હતી.

બીજી રિવાયત પ્રમાણે એની લંબાઈ કાનો સુધી હતી.

ત્રીજી રિવાયત પ્રમાણે કાનોની લવ (કાનની બૂટ) સુધી હતી.

ઉપરાંત ખભા સુધી કે ખભાની નજીક સુધી હોવાની રિવાયત પણ છે.

*('શમાઈલે તિરમિઝી')*

(૨) કયાં તો આખા માથાના વાળ રાખે અથવા આખું માથું મૂંડાવે. એક હિસ્સાના વાળ રાખવા અને એક હિસ્સાના મૂંડાવવા કે કતરાવવા હરામ કાર્ય છે. અલ્લાહ તઆલા હરેક મુસલમાનને એનાથી બચાવે.

(૩) દાઢી વધારવા અને મૂંછોને કમ કરવા વિશે હદીસમાં હુકમ આવેલો છે.

દાઢી (એક મૂઠ કરતાં કમ) કતરાવવાને તથા મૂંડાવવાને હરામ ફરમાવવામાં આવ્યું છે.

અલ્લાહ તઆલા દરેક મુસલમાનને એનાથી બચાવે.

(૪) મૂંછોને કાતરવામાં મુબાલગહ કરવું સુન્નત છે.

(૫) નાફ (ડૂંટી) નીચેના, બગલના અને નાકના વાળ લેવા.

ચાલીસ દિવસ વીતી જાય અને સફાઈ ન કરે તો ગુનેહગાર થશે.

(૬) વાળોને ધોવા, તેલ લગાવવું અને હોળવા મસનૂન છે.

પરંતુ એકાદ દિવસ વચમાં છોડી દેવું જોઈએ.

(૭) જ્યારે તેલ નાંખવાનો ઈરાદો હોય ત્યારે ડાબા હાથની હથેળીમાં તેલ લઈને પ્રથમ ભવાં (ભમ્મર કે ભ્રુકુટિ) પર, તે પછી આંખો (પાંપણ) પર અને તે પછી માથામાં તેલ નાંખે.

(૮) માથામાં તેલ નાંખવાની શરૂઆત પેશાની (કપાળ) તરફથી કરે.

(૯) વાળ હોળે ત્યારે પ્રથમ જમણી તરફથી શરૂ કરે.

**(૧૦) વાળ હોળતી વખતે કે જરૂરત અનુસાર જ્યારે પણ આયનામાં જુએ ત્યારે આ દુઆ પઢે :**

اَللّٰهُمَّ اَنْتَ حَسَّنْتَ خَلْقِيْ
فَحَسِّنْ خُلُقِيْ ط

**"અલ્લાહુમ્મ અન્ત હસ્સન્ત ખલ્કી ફહસ્સિન ખુલૂકિ."**

ભાવાર્થ :

હે અલ્લાહ ! જેવી રીતે આપે મારી સૂરત સારી બનાવી (તેવી રીતે) મારા અખ્લાક પણ સારા કરી દે !

## નખ કાપવાની સુન્નતો

### હાથના નખ કાપવાની રીત :

જમણા હાથની શહાદતની આંગળી (અંગૂઠાની બાજુમાંની આંગળી)થી શરૂઆત કરે.

તે પછી વચલી આંગળી, તે પછી તેની બાજુની આંગળી અને તે પછી નાની (ટચલી) આંગળીના નખ કાપે.

તે પછી ડાબા હાથની નાની (ટચલી) આંગળીથી શરૂ કરે અને ક્રમવાર કાપતાં છેવટે અંગૂઠાનો નખ કાપે.

અને તે પછી સૌથી છેલ્લે જમણા હાથના અંગૂઠાનો નખ કાપે.

### પગના નખ કાપવાની રીત :

જમણા પગની નાની આંગળીથી શરૂઆત કરે અને ક્રમવાર કાપતાં છેવટે અંગૂઠાનો નખ કાપે.

તે પછી ડાબા પગના અંગૂઠાથી શરૂઆત કરે અને ક્રમવાર કાપતાં નાની આંગળીનો નખ કાપે.

### નખ કયારે કાપવા :

નખ જુમ્આની નમાઝથી પહેલાં કાપવા સુન્નત છે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જુમ્આના દિવસે નમાઝ પહેલાં મૂંછોને તથા નખોને કાપતા હતા.

રિવાયત છે કે :–

જે શખ્સ જુમ્આના દિવસે નખ કાપે, આવતી જુમ્આ સુધીની બલાઓથી તેને અલ્લાહ તઆલા પનાહ આપશે.

*('શામી' ભાગ : ૫, પાનું ૨૮૭ અને ૨૮૮)*

**સૂચના :**

હાફિઝ ઈબ્ને હજર અસ્કલાની (રહ.) અને અલ્લામા ઈબ્ને દકીકુલ્ઈદ (રહ.) ફરમાવે છે કે,

'નખ કાપવા માટે કોઈ ખાસ કેફિયત અને કોઈ દિવસ મુકર્રર (નક્કી) હોવા વિશે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી મન્કૂલ અને સાબિત નથી. એટલે ઉપર લખેલો તરીકો મુસ્તહબ હોવાનો એ'તિકાદ જાઈઝ નથી.'

*('બઝલુલ મજહૂદ ફી હલ્લિ અબૂ દાવૂદ' ભા. ૧, પા. ૩૩)*

## કુફ્ર કે ગુનાહના વસવસા વખતની સુન્નતો

(૧) વસવસા આવે ત્યારે નીચે પ્રમાણે પઢે :

**"અઊઝુબિલ્લાહિ મિનશ્શયૃતાનિર્રજીમ"** અને

**"આમન્તુ બિલ્લાહિ વ રસૂલિહી"**

*('મિરકાત' ભાગ : ૧, પા. ૧૩૭)*

(૨) બીજી સુન્નત એ છે કે હક તઆલાની ઝાતમાં ગૌર (ચિંતન, મનન અને વિચાર) ન કરે. ચિંતન, મનન અને વિચારનો સંબંધ ખલ્ક (સૃષ્ટિ) સાથે છે, ન કે ખાલિક (સર્જનહાર, સૃષ્ટા)ની સાથે.

*('મસાઈલુસ્સુલૂક' બયાનુલ કુર્આન)*

## અઝાન અને ઈકામતની સુન્નતો

(૧) અઝાન અને ઈકામત કિબ્લા તરફ મુખ કરીને કહેવું સુન્નત છે.

(૨) અઝાનના શબ્દો થોભી થોભીને અદા કરવા અને ઈકામતના શબ્દો જલદી જલદી કહેવા સુન્નત છે.

(૩) અઝાનમાં **'હય્ય અલસ્સલાત'** અને **'હય્ય અલલ્ફલાહ'**

કહેતી વખતે જમણી અને ડાબી બાજુ મુખ ફેરવવું સુન્નત છે.

પરંતુ સીના (છાતી) અને કદમ કિબ્લા તરફ જ રહે.

(૪) જ્યારે અઝાન સાંભળો ત્યારે :

ઝિક્ર અને તસ્બીહ બંધ કરી દો.

અઝાનનો જવાબ આપો અર્થાત્ અઝાનના શબ્દો દોહરાવો.

જ્યારે મુઅઝ્ઝિન **'હય્ય અલસ્સલાહ'** અને **'હય્ય અલલ્ ફલાહ'** કહે ત્યારે જવાબમાં **'લા હવ્લ વલા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહ'** કહો.

(૫) ફજરની અઝાનમાં **'અસ્સલાતુ ખયરુમ્મિનન્નૌમ'**ના જવાબમાં **'સદકત વ બર્રત'** કહેવામાં આવશે.

(૬) ઈકામતનો જવાબ પણ અઝાનની જેમ આપવામાં આવશે, પરંતુ :

**'કદ્કામતિસ્સલાત'**ના જવાબમાં **'અકામહલ્લાહુ વ અદામહા'** કહેવામાં આવશે.

(૭) અઝાન પૂરી થયા પછી દુરૂદ શરીફ પઢવું સુન્નત છે.

(૮) દુરૂદ શરીફ પઢીને આ દુઆ પઢે :

اَللّٰهُمَّ رَبَّ هٰذِهِ الدَّعْوَةِ
التَّآمَّةِ وَالصَّلٰوةِ الْقَآئِمَةِ
اٰتِ مُحَمَّدَ اِلْــوَسِيْلَةَ

وَالْفَضِيْلَةَ وَابْعَثْهُ مَقَامًا مَّحْمُوْدَ ِۨالَّذِىْ وَعَدْتَّهٗ اِنَّكَ لَا تُخْلِفُ الْمِيْعَادَ ط

**"અલ્લાહુમ્મ રબ્બ હાઝિહિદ્ દઅ્વતિત્તામ્મતિ વસ્સલાતિલ કાઈમતિ આતિ મુહમ્મદનિલ્વસીલ-ત વલ્ફઝીલ-ત વબ્અસ્હુ મકામમ્મહમૂદનિલ્લઝી વ અત્તહુ ઈન્ન-ક લા તુખ્લિફુલ મીઆદ."**

## સૂવાની સુન્નતો

(૧) નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી નીચેની તમામ ચીઝો પર આરામ ફરમાવવું સાબિત છે :

(૧) બોરિયહ (ગૂણપાટ) (૨) ચટાઈ (સાદડી) (૩) કાપડનું પાથરણું (૪) જમીન (૫) તખ્ત (૬) ચાર પાઈ (ખાટલો)

(૭) ચામડું અને ખાલ. *(ઝાદુલ મઆદ)*

(૮) બાવુઝૂ સૂવું સુન્નત છે. *(અબૂ દાવૂદ)*

(૯) જ્યારે પોતાના બિસ્તરા (પાથરણા) પર આવે ત્યારે તેને પોતાના કપડાંના છેડાથી ત્રણ વખત ઝાપટે. *(સિહાહ સિત્તહ)*

(૧૦) સૂવા પહેલાં બીજા કપડાં બદલવા સુન્નત છે. *(ઝાદુલ મઆદ)*

(૧૧) સૂવા પહેલાં 'બિસ્મિલ્લાહ' કહીને નીચે પ્રમાણે કામો કરે :

(૧) દરવાજો બંધ કરે.

(૨) દીવો★ હોલવી નાખે.

(૩) મશ્કીઝહ (પાણી ભરવાની નાની મશક)નું મોઢું બાંધી દે.

(૧૨) વાસણો✪ ઢાંકી દે અને જો તે વખતે ઢાંકવા માટે કંઈ ન મળે તો વાસણના મોઢાં પર (પહોળાઈમાં) એક લાકડી જ મૂકી દે. *(સિહાહ સિત્તહ)*

(૧૩) ઇશાની નમાઝ પછી કિસ્સા–કહાણીઓની મનાઈ છે. નમાઝ પઢીને સૂઈ જવું જોઈએ. અલબત્ત, રોઝી કે ધંધા માટે જાગવાની ઈજાઝત છે.

(૧૪) સૂતી વખતે બંને આંખોમાં ત્રણ–ત્રણ સળી સુરમો લગાડવો ઔરત અને મરદ (બંને) માટે મસનૂન છે.

**(૧૫) જ્યારે સૂવાનો ઈરાદો હોય ત્યારે કુર્આન શરીફની આયતો અને સૂરતો પઢો. દાખલા તરીકે :**

**અલ્હમ્દુ શરીફ,**

**સૂરએ મુલ્ક (તબારકલ્લઝી),**

**દુરૂદ શરીફ,**

**આયતુલ કુરસી,**

**ચાર કુલ.**

જો વધારે પઢી ન શકો તો એક–બે સૂરતો જરૂર પઢી લો, કારણ કે એ દુનિયા અને આખિરતની ભલાઈ તથા નેકબખ્તીની બુનિયાદ છે.

---

★ હદીસમાં આવ્યું છે કે, શયતાન ઉંદરને એ બતાવી દે છે કે તું દિવેટ ખેંચીને લઇ જા ! (જે આગ લાગવાનું કારણ બની જાય છે.)

*('ફઝલે મુબીન' તરજુમએ 'હિસ્ને હસીન')*

✪ મુસ્લિમ શરીફની એક રિવાયતમાં છે કે વરસમાં એક રાત એવી હોય છે જેમાં વબા (બીમારી) ઊતરે છે. (તે) જ્યારે ખુલ્લા વાસણ ઉપરથી પસાર થાય છે ત્યારે તેમાં તે વબાનો કંઇક ભાગ (અંશ) જરૂર દાખલ થઇ જાય છે.

*('ફઝલે મુબીન' તરજુમએ 'હિસ્ને હસીન')*

(૧૬) સૂવા પહેલાં 'તસ્બીહે ફાતિમહ' (પઢવાની) કાળજી રાખે. અર્થાત્ :

૩૩ વખત **'સુબ્હાનલ્લાહ'**

૩૩ વખત **'અલ્હમ્દુલિલ્લાહ'** અને

૩૪ વખત **'અલ્લાહુ અકબર'** પઢે.

*(બુખારી, મુસ્લિમ, અબૂ દાવૂદ, તિરમિઝી)*

(૧૭) સૂતી વખતે જમણી કરવટ પર કિબ્લા તરફ મુખ કરીને સૂવું મસનૂન છે.

એવી રીતે ઊંધા સૂવું કે છાતી જમીન તરફ થાય અને પીઠ આસમાનની તરફ થાય તેની મનાઈ છે, કારણ કે એવી રીતે શયતાન સૂએ છે.

(૧૮) **બિસ્તરા પર સૂઈને આ દુઆ પઢે :**

**بِاسْمِکَ رَبِّیْ وَضَعْتُ جَنْبِیْ**
**وَبِکَ اَرْفَعُهٗ اِنْ اَمْسَکْتَ**
**نَفْسِیْ فَاغْفِرْلَهَا وَاِنْ اَرْسَلْتَهَا**
**فَاحْفَظْهَا بِمَا تَحْفَظُ بِهٖ عِبَادَکَ**
**الصّٰلِحِیْنَ ط**

**"બિસ્મિક રબ્બી વઝઅ્તુ જમ્બી વ બિ-ક અર્ફઉહૂ ઈન અમ્સક્ત નફ્સી ફગ્ફિર લહા વ ઈન અર્સલ્તહા ફહ્ફઝ્હા બિમા તહ્ફઝુ બિહી ઈબાદકસ્સાલિહીન."**

*(સિહાહ સિત્તહ)*

(૧૯) તે પછી આ દુઆ પઢે :

اَللّٰهُمَّ بِاسْمِكَ اَمُوْتُ وَاَحْيٰ ط

**"અલ્લાહુમ્મ બિસ્મિ-ક અમૂતુ વ અહ્યા."** *(બુખારી, મુસ્લિમ)*

(૨૦) સૂવા પહેલાં ત્રણ વખત આ ઈસ્તિગફાર પણ પઢે :

اَسْتَغْفِرُ اللّٰهَ الَّذِىْ لَآاِلٰهَ اِلَّا
هُوَالْحَىُّ الْقَيُّوْمُ وَاَتُوْبُ اِلَيْهِ ط

**"અસ્તગ્ફિરુલ્લાહલ્લઝી લા ઈલા-હ ઈલ્લા હુવલ્ હય્યુલ્ કય્યૂમુ વ અતૂબુ ઈલયહ."** *(તિરમિઝી)*

(૧૪) જો ખ્વાબમાં કોઈ ડરામણી (ભયાનક) વાત જોવામાં આવે અને આંખો ખુલી જાય તો ત્રણ વખત 'અઊઝુબિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ' પઢીને ડાબી તરફ ધુત્કારી દો અને કરવટ બદલીને સૂઈ જાઓ.

(૧૫) જો કોઈને ફુરસદ મળતી હોય તો સુન્નતની ઈત્તિબાઅ (અનુસરણ) માટે બપોરે થોડો સમય સૂઈ જવું સુન્નત છે. ચાહે ઊંઘ આવે કે ન આવે.

## સફરની સુન્નતો

(૧) જ્યાં સુધી થઇ શકે સફરમાં ઓછામાં ઓછા બે આદમી જાય.

એકલો આદમી સફર ન કરે. અલબત્ત, જરૂરત અને મજબૂરીમાં એકલા આદમીએ સફર કરવામાં વાંધો નથી.

(૨) સવારીના માટે રકાબ (પેંગડા)માં પગ મૂકે ત્યારે **'બિસ્મિલ્લાહ'** કહે.

(૩) સવારી ઉપર સારી રીતે બેસી જાય ત્યારે ત્રણ વખત **'અલ્લાહુ અકબર'** કહે અને આ દુઆ પઢે :

سُبۡحٰنَ الَّذِیۡ سَخَّرَ لَنَا هٰذَا وَمَا
كُنَّا لَهٗ مُقۡرِنِيۡنَ ۙ﴿۱۳﴾ وَاِنَّاۤ اِلٰى رَبِّنَا
لَمُنۡقَلِبُوۡنَ ﴿۱۴﴾ (الزخرف ۴۳:۱۳-۱۴)

**"સુબ્હાનલ્લઝી સખ્ખર લના હાઝા વમા કુન્ના લહૂ મુક્‌રિનીન વ ઈન્ના ઈલા રબ્બિના લ મુન્કલિબૂન."**

(૪) તે પછી આ દુઆ પઢે :

اَللّٰهُمَّ هَوِّنۡ عَلَيۡنَا هٰذَا
السَّفَرَ وَاطۡوِ عَنَّا بُعۡدَهٗ

اَللّٰھُمَّ اَنْتَ الصَّاحِبُ فِی السَّفَرِ
وَالْخَلِیْفَةُ فِی الْاَھْلِ اَللّٰھُمَّ اِنِّیْ
اَعُوْذُبِکَ مِنْ وَّعْثَاءِ السَّفَرِ
وَکَابَةِ الْمَنْظَرِ وَسُوْءِ الْمُنْقَلَبِ
فِی الْمَالِ وَالْاَھْلِ وَالْوَلَدِ ط

**"અલ્લાહુમ્મ હવ્વિન અલય્‌ના હાઝસ્સફર વત્વીઅન્ના બુઅ્‌દહૂ અલ્લાહુમ્મ અન્તસ્સાહિબુ ફિસ્સફરિ વલ્ખલીફતુ ફીલ્અહલિ. અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિ-ક મિંવ્‌ વઅ્‌સાઈસ્સફરિ વ કઅ્‌બતિલ મન્‌ઝરિ વ સૂઈલ મુન્કલબિ ફિલ્માલિ વલ્અહ્‌લિ વલ્વલદિ."**

ભાવાર્થ :

હે અલ્લાહ ! આસાન કરી દે અમારા માટે આ સફરને અને કાપી દે અમારા માટે એના લાંબા અંતરને.

હે અલ્લાહ ! તું જ સફરનો સાથી છે તથા ખબર રાખનાર છે ઘરબારનો.

હે અલ્લાહ ! હું પનાહ ચાહું છું તારી, સફરની મુશ્કેલીઓથી અને બુરી હાલત જોવાથી તથા વાપસ આવીને બુરી હાલત પામવાથી, માલમાં, ઘરમાં અને બાળકોમાં.

(૫) મુસાફરીમાં થોભવાની જરૂરત પડે તો સુન્નત એ છે કે રસ્તામાંથી હઠીને કિયામ કરે. રસ્તામાં પડાવ ન નાંખે કે આવ–જા કરનારાઓના રસ્તામાં રુકાવટ ઊભી થાય અને તેઓને તકલીફ પડે.

(૬) સફર દરમિયાન જ્યારે સવારી ઊંચાણ પર ચઢે ત્યારે ત્રણ વખત 'અલ્લાહુ અકબર' કહે.

(૭) જ્યારે સવારી નીચાણ તરફ ઉતરવા લાગે ત્યારે ત્રણ વખત 'સુબ્હાનલ્લાહ' કહે.

(૮) જે શહેર કે ગામમાં જવાનો ઈરાદો હોય, તેને જ્યારે દૂરથી જુએ ત્યારે ત્રણ વખત આ દુઆ પઢે :

اَللّٰهُمَّ بَارِكْ لَنَا فِيْهَا ط

**"અલ્લાહુમ્મ બારિક લના ફીહા."**

હે અલ્લાહ ! બરકત આપ અમને આ શહેરમાં !

(૯) જ્યારે એ શહેરમાં દાખલ થાય ત્યારે આ દુઆ પઢે :

اَللّٰهُمَّ ارْزُقْنَا جَنَاهَا وَحَبِّبْنَا
اِلٰى اَهْلِهَا وَحَبِّبْ صَالِحِىْ
اَهْلِهَا اِلَيْنَا ط

**"અલ્લાહુમ્મર્ઝુક્ના જનાહા વ હબ્બિબ્ના ઈલા અહ્લિહા વ હબ્બિબ સાલિહી અહ્લિહા ઈલય્ના."**

ભાવાર્થ :

હે અલ્લાહ ! નસીબ કર અમને ફળો એના અને પ્રિય કરી દે અમને

શહેરના લોકોમાં તથા મુહબ્બત અતા કર અમને આ શહેરના નેક લોકોની.

(૧૦) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે, 'જ્યારે સફરની જરૂરત પૂરી થઈ જાય ત્યારે પોતાના ઘરે પાછા આવી જાઓ. બહાર સફરમાં જરૂરત વગર થોભવું સારું નથી.'

(૧૧) દૂરદરાઝના સફરથી ઘણાં દિવસો પછી પાછા આવે ત્યારે સુન્નત એ છે કે,

અચાનક ઘરમાં દાખલ ન થાય, બલકે ઘરવાળાંઓને પોતાના આવવાની ખબર કરે અને થોડા સમય પછી ઘરમાં દાખલ થાય.

એ જ પ્રમાણે રાતનો વધારે ભાગ વીતી ગયો હોય ત્યારે જો મોડેથી ઘરે આવે તો તે જ વખતે ઘરમાં ન જાય,

બલકે બેહતર એ છે કે સવારે મકાનમાં જાય.

અલબત્ત, ઘરવાળાંઓને તમારા આવવાની આગળથી ખબર હોય અને તેઓને તમારો ઈન્તેઝાર પણ હોય તો તે જ વખતે ઘરમાં દાખલ થવામાં કંઈ વાંધો નથી.

(૧૨) સફરમાં કૂતરો અને ઝાંઝર સાથે રાખવાની મનાઈ પણ આવી છે, કેમ કે એના કારણે શયતાન પાછળ પડી જાય છે અને સફરની બરકત ચાલી જાય છે.

(૧૩) સફરમાંથી પાછા ફરનાર માટે એ મસનૂન છે કે ઘરમાં દાખલ થવા પહેલાં મસ્જિદમાં જઈને બે રકાત નમાઝ પઢે.

(૧૪) **જ્યારે સફરથી પાછા આવે ત્યારે આ દુઆ પઢે :**

آئِبُوْنَ تَآئِبُوْنَ عَابِدُوْنَ
لِرَبِّنَا حَامِدُوْنَ ط

**"આઈબૂન તાઈબૂન આબિદૂન લિરબ્બિના હામિદૂન."**

**ભાવાર્થ :**

અમે પાછા ફરનારા છીએ, તૌબા કરનારા છીએ, અલ્લાહની બંદગી કરનારા છીએ, પોતાના પરવરદિગારની હમ્દ કરનારા છીએ.

## નિકાહની સુન્નતો

(૧) મસનૂન નિકાહ તે છે જે સાદાઈથી હોય,

જેમાં ભીડ અને ઘોંઘાટ ન હોય.

જેમાં તકલ્લુફ (ઔપચારિકતા) ન હોય.

જેમાં દહેજના સામાનની ઝંઝટ ન હોય.

(૨) નિકાહના માટે નેક અને સાલેહ વ્યક્તિ શોધવી તથા મંગણી કે પયગામ મોકલવું મસનૂન છે.

(૩) જુમ્આના દિવસે, મસ્જિદમાં અને શવ્વાલના મહિનામાં નિકાહ કરવા પસંદપાત્ર અને મસનૂન છે.

(૪) નિકાહને મશહૂર (જાહેર) કરવા અને નિકાહ બાદ ખારેક કે ખજૂર લૂંટાવવું યા વહેંચવું મસનૂન છે.

(૫) સ્થિતિ પ્રમાણે મહેર નક્કી કરવી સુન્નત છે.

(૬) શાદીની પ્રથમ રાતે જ્યારે બીવી સાથે એકાંતમાં મળે ત્યારે બીવીની પેશાનીના ઉપરના વાળ પકડીને આ દુઆ પઢે :—

اَللّٰهُمَّ اِنِّیْٓ اَسْئَلُکَ خَیْرَهَا
وَخَیْرَمَا فِیْهَا وَاَعُوْذُبِکَ

مِنْ شَرِّهَا وَشَرِّ مَا فِيْهَاط

**"અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક ખય્‌રહા વ ખય્‌ર મા ફીહા વ અઉઝુબિ-ક મિન શર્રિહા વ શર્રિ મા ફીહા."**

(૭) જ્યારે બીવી સાથે સુહબત (સંભોગ)નો ઈરાદો કરે ત્યારે આ દુઆ પઢી લે, નહિતર શયતાનનો નુત્ફો (વીર્ય) પણ મર્દના નુત્ફાની સાથે અંદર ચાલ્યો જશે અને ઔલાદ શયતાનની ખસલતો (આદતો)માં પડશે :–

بِسْمِ اللّٰهِ اَللّٰهُمَّ جَنِّبْنَا
الشَّيْطٰنَ وَجَنِّبِ الشَّيْطٰنَ
مَارَزَقْتَنَا۔

**"બિસ્મિલ્લાહિ અલ્લાહુમ્મ જન્નિબનશ્શયતાન વ જન્નિબિશ્શયતાન મા રઝક્‌તના."**

**ભાવાર્થ :–**

હું અલ્લાહનું નામ લઈને કાર્ય કરું છું. હે અલ્લાહ ! અમને શયતાનથી બચાવ અને જે ઔલાદ તું અમને આપે તેને પણ શયતાનથી દૂર રાખ.

આ દુઆ પઢી લેવાથી જે ઔલાદ થશે તેને શયતાન કયારેય નુકસાન પહોંચાડી શકશે નહિ.

(૮) **વલીમા :**

દુલ્હન સાથે પ્રથમ રાત (મધુરજની) વીતાવ્યા પછી પોતાના સ્નેહીઓ, મિત્રો, સંબંધીઓ અને ગરીબોને વલીમાનું ખાવાનું ખવડાવવું–સુન્નત છે.

વલીમા માટે જરૂરી નથી કે ઘણાં મોટા પ્રમાણમાં ખાવાનું તૈયાર કરાવીને ખવડાવે. શક્તિ પ્રમાણે થોડું ખાવાનું તૈયાર કરીને મિત્રો, સ્નેહીઓ વગેરેને થોડું ખવડાવવું પણ સુન્નત અદા થવા માટે પૂરતું છે.

ખૂબ જ ખરાબ વલીમા તે છે કે માલદાર અને દુનિયાદાર લોકોને તો બોલાવવામાં આવે, પરંતુ ગરીબ, મોહતાજ અને દીનદાર લોકોને ધુત્કારી દેવામાં આવે. એવા ખરાબ વલીમાથી બચવું જોઈએ.

વલીમામાં સુન્નત અદા કરવાની નિય્યત રાખે.

જે વલીમા નામવરી અને દેખાડાના માટે અથવા લોકોની તારીફ (પ્રશંસા)ના માટે કરવામાં આવે તેનો કંઈ સવાબ નથી, બલકે અલ્લાહ તઆલાની નારાઝગી અને ગુસ્સાનો સંભવ છે.

(૯) મરદોના માટે સાડા ચાર માશા (આશરે સાડા ચાર ગ્રામ) વજન કરતાં ઓછા વજનની ચાંદીની વીંટી પહેરવાની ઈજાઝત છે.

સોનાની વીંટી મરદોના માટે બિલકુલ હરામ છે.

ઔરતોએ મહેંદી વાપરવી સુન્નત છે.

## મૌત અને મૌત પછીની સુન્નતો

(૧) જ્યારે એવું લાગે કે મૌતનો સમય હવે નજીક છે ત્યારે જે લોકો ત્યાં હાજર હોય તેઓ તેનું (મરનારનું) મુખ કિબ્લાની તરફ ફેરવી દે.

*(મુસ્તદરકે હાકિમ)*

(૨) જ્યારે મૌત નજીક હોવાનું લાગે ત્યારે આ દુઆ પઢે :

اَللّٰهُمَّ اغْفِرْ لِىْ وَارْحَمْنِىْ

وَاَلْحِقْنِىْ بِالرَّفِيْقِ الْاَعْلٰىط

**"અલ્લાહુમ્મગ્ફિર્લી વર્હમની વઅલ્હિક્ની બિર્રફીકિલ આ'લા."**

હે અલ્લાહ ! મને બખ્શી દે અને મારા પર રહમ ફરમાવ તથા મને ઉપરવાળા સાથીઓમાં પહોંચાડી દે. *(બુખારી, મુસ્લિમ, તિરમિઝી)*

**(૩) જ્યારે રૂહ નીકળવાની નિશાનીઓ માલૂમ પડે ત્યારે આ પ્રમાણે પઢે :**

اَللّٰهُمَّ اَعِنِّىْ عَلٰى غَمَرَاتِ
الْمَوْتِ وَسَكَرَاتِ الْمَوْتِط

**"અલ્લાહુમ્મ અઈન્ની અલા ગમરાતિલ મવ્તિ વ સકરાતિલ મૌત."** *(તિરમિઝી)*

હે અલ્લાહ ! મૌતની સખ્તીઓના મોકા પર મારી મદદ કર.

**(૪) જ્યારે મૌત થઈ જાય ત્યારે સંબંધીઓ આ દુઆ પઢે :**

اِنَّا لِلّٰهِ وَاِنَّآ اِلَيْهِ رَاجِعُوْنَط
اَللّٰهُمَّ اْجُرْنِىْ فِىْ مُصِيْبَتِىْ
وَاخْلُفْ لِىْ خَيْرًا مِّنْهَاط

**"ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન. અલ્લાહુમ્મ અજિરની ફી મુસીબતી વખ્લુફ લી ખયૂરમ મિન્હા."**

*(મુસ્લિમ)*

બેશક, આપણે અલ્લાહ માટે જ છીએ અને આપણે અલ્લાહના જ તરફ પાછા ફરનારા છીએ. હે અલ્લાહ ! મારી મુસીબતમાં અજર (સવાબ) આપ અને એના બદલામાં મને એના કરતાં સારો બદલો આપ.

(૫) રૂહ નીકળી જવા પછી મય્યિતની આંખો બંધ કરી દે.

(૬) જે શખ્સ મય્યિતને તખ્ત ઉપર મૂકવા માટે ઉઠાવે અથવા જનાઝો ઉઠાવે ત્યારે 'બિસ્મિલ્લાહ' કહે. *(ઈબ્ને અબી શયબહ)*

(૭) મય્યિતને દફન કરવામાં ઉતાવળ કરવી સુન્નત છે.

*(સુનને અબૂ દાવૂદ)*

(૮) જ્યારે મય્યિતને કબરમાં મૂકે ત્યારે આ દુઆ પઢે :

بِسْمِ اللّٰهِ وَعَلٰى مِلَّةِ رَسُوْلِ اللّٰهِ
صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ ط

**"બિસ્મિલ્લાહિ વ અલા મિલ્લતિ રસૂલિલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ."** *(બેહિશ્તી ઝેવર)*

(૯) કબરમાં મય્યિતને જમણી કરવટ પર એવી રીતે સૂવાડવું જોઈએ કે સીનો સંપૂર્ણ રીતે કા'બાની તરફ થાય. પીઠને કબરની દીવાલ સાથે લગાવી દે.

આજકાલ લોકો માત્ર મોઢું કા'બાની તરફ કરી દે છે અને ચત્તા સૂવાડે છે. એટલે સીનો આસમાનની તરફ થાય છે. આ બિલ્કુલ સુન્નતથી ખિલાફ છે.

(૧૦) મય્યિતના રિશ્તેદારો (સગાંઓ)ને ખાવાનું આપવું મસ્નુન છે. એ

ખાવાનું સમાજના બધા લોકોએ કે તમામ રિશ્તેદારોએ ખાવું જાઈઝ નથી. મય્યિતવાળાઓના ખાવામાં (ખાવાનું આપવામાં) જેઓ શરીક છે તેઓના માટે આ ખાવાનું જાઈઝ છે. નામવરી અને દેખાવ કરવાના માટે એવું કરવું જાઈઝ નથી. જે કંઈ મોજૂદ હોય તે આપી દેવામાં આવે.

*(જામિઅ તિરમિઝી, ઈબ્ને માજહ)*

(૧૧) કબરને ન ઘણી ઊંચી કરે કે ન પાકી બનાવે. *(મદારિજુન્નુબુવ્વહ)*

(૧૨) કબર પર પાણી છાંટવું સુન્નત છે. *(દુર્રે મુખ્તાર, શામી)*

(૧૩) જ્યારે મય્યિતના દફનથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફારિગ થતા ત્યારે પોતે પણ અને બીજાઓના માટે પણ ફરમાવતા કે, પોતાના ભાઈના માટે ઈસ્તિગફાર કરો તથા સાબિતકદમ રહેવાની દુઆ કરો કે અલ્લાહ તઆલા તેને મુન્કર–નકીરના જવાબમાં સાબિતકદમ (મજબૂત) રાખે. *(અબૂ દાવૂદ, હાકિમ, બયહકી)*

## ઊંચાઈ પર ચઢવાની અને નીચે ઉતરવાની સુન્નતો

(૧) જ્યારે ઊંચાઈ પર ચઢે, ભલે મસ્જિદના કે પોતાના ઘરના એક–બે પગથિયાં જ હોય ત્યારે ઊંચાઈ તરફ જમણો પગ આગળ વધારે અને **'અલ્લાહુ અકબર'** કહે.

(૨) એ જ પ્રમાણે જ્યારે નીચે ઊતરે ત્યારે ડાબો પગ આગળ વધારે અને **'સુબ્હાનલ્લાહ'** કહે. ભલે, આ ઉતરાણ મામૂલી હોય તો પણ આ સુન્નતનો સવાબ મેળવી લે.

## સામાજિક વ્યવહારની કેટલીક સુન્નતો

(૧) સલામ કરવી મુસલમાનો માટે ઘણી મોટી સુન્નત છે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એની ઘણી તાકીદ ફરમાવી છે.

દરેક મુસલમાનને સલામ કરવી જોઈએ. ભલે તેને ઓળખતો હોય કે ન હોય, કારણ કે સલામ ઈસ્લામી હક છે. કોઈને જાણવા કે ઓળખવા પર

એનો આધાર નથી.

(૨) બુખારી અને મુસ્લિમની એક હદીસમાં છે કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બાળકો પાસેથી પસાર થયા તો આપે તેઓને સલામ કરી.'

એટલા માટે બાળકોને પણ સલામ કરવી સુન્નત છે.

(૩) સલામ કરવાની રીત એ છે કે :

ઝબાનથી **'અસ્સલામુ અલયકુમ'** કહે.

હાથથી, માથાથી કે આંગળીના ઈશારાથી સલામ કરવી યા સલામનો જવાબ આપવો સુન્નતના ખિલાફ છે.

(૪) કોઈ મુસલમાન ભાઈથી મુલાકાત થાય તો સલામના પછી મુસાફહ કરવું મસનુન છે. ઔરત બીજી ઔરતની સાથે મુસાફહ કરી શકે છે.

(૫) કોઈ મજલિસમાં જાઓ તો જ્યાં મોકો મળે અને જગા મળે ત્યાં બેસી જાઓ. બીજાને ઉઠાવીને પોતે બેસી જવું ગુનાહની વાત અને મકરૂહ છે.

(૬) જો કોઈ મજલિસમાં આવે અને જગા ન હોય તો અગાઉથી બેઠેલાં શખ્સોએ એક બીજાની પાસે થોડા ખસીને–સંકોચાઈને આવનાર મોમિન ભાઈના માટે જગા કરી આપવી જોઈએ.

(૭) જો કોઈ જગાએ માત્ર ત્રણ આદમીઓ હોય તો એકને છોડીને બાકીના બે જણાએ આપસમાં કાનાફૂસી (એક–બીજાના કાનમાં ધીમેથી વાતો) કરવાની ઈજાઝત નથી, કારણ કે વગર કારણે (શંકાઓના લીધે) ત્રીજા માણસનું દિલ દુઃખી થશે અને મુસલમાન ભાઈને દુઃખી કરવું ઘણો મોટો ગુનોહ છે.

(૮) કોઈના ઘરે જાય તો તેની ઈજાઝત લઈને ઘરમાં દાખલ થવું જોઈએ.

(૯) જ્યારે બગાસું આવે ત્યારે સુન્નત એ છે કે મોઢું બંધ કરી લે.

કોશિશ કરવાં છતાં મોઢું બંધ ન થઈ શકે તો ડાબા હાથની પીઠને મોઢા ઉપર મૂકી દે.

હા–હા અવાજ ન કાઢે, કારણ કે હદીસમાં એની મનાઈ છે.

(૧૦) જો કોઈનું સારું નામ સાંભળો તો તેનાથી પોતાના મકસદના માટે નેક ફાલ (શુભ સંકેત) સમજવું સુન્નત છે.

એનાથી ખુશ થવું પણ સુન્નત છે.

બદફાલી (અશુભ સંકેત) સમજવાની સખત મનાઈ ફરમાવવામાં આવી છે. જેમ કે :–

– રસ્તામાં ચાલતાં કોઈને છીંક આવી તો એમ સમજવું કે કામ ન થશે !

– કાગડો બોલે, વાંદર જોવામાં આવે અથવા ઘૂવડ બોલે તો એનાથી આફત આવવાની ધારણા કરવી.

આ વાતો સખત નાદાની, બિલકુલ પાયા વગરની, ગલત અને ગુમરાહીનો અકીદો છે.

એ જ પ્રમાણે :–

– કોઈને મનહૂસ સમજવું.

– કોઈ દિવસને મનહૂસ સમજવું ઘણું જ ખરાબ છે.

સુન્નત પર અમલ કરવાથી બંદો અલ્લાહ તઆલાનો મહબૂબ થઈ જાય છે. એટલે કાળજીપૂર્વક (સુન્નતો પર) અમલ કરવો જોઈએ.

## વિવિધ સુન્નતો

જ્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ચાલતા હતા ત્યારે લોકોને આગળથી હઠાવવામાં આવતા ન હતા.

●

આપ જાઈઝ કામ માટે મનાઈ કરતા ન હતા. જો કોઈ સવાલ કરતું (કંઈ માંગતું) અને તેના સવાલને પૂરો કરવાનો ઈરાદો થતો ત્યારે 'હા' કહી દેતા, નહિતર ખામોશ થઈ જતા.

●

આપ પોતાનો ચહેરો કોઈથી ફેરવતા ન હતા જ્યાં સુધી કે તે ન ફેરવે.

●

જો કોઈ ધીમેથી વાત કહેવા ચાહતો તો આપ પોતાના કાન તેના તરફ કરી દેતા અને જ્યાં સુધી તે ફારિગ ન થાય ત્યાં સુધી આપ કાન હઠાવતા ન હતા.

●

જ્યારે આપને છીંક આવતી ત્યારે હાથ કે કપડું મોઢા પર મૂકી દેતા અને અવાઝ ધીમો કરતા.

●

જ્યારે મય્યિતના દફનથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફારિગ થતા ત્યારે પોતે પણ અને બીજાઓના માટે પણ ફરમાવતા કે,

'પોતાના ભાઈના માટે ઈસ્તિગફાર કરો અને સાબિતકદમ રહેવાની દુઆ કરો કે અલ્લાહ તેને મુન્કર–નકીરના જવાબમાં સાબિતકદમ (મજબૂત) રાખે.'

●

જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કોઈને રુખ્સત (વિદાય) ફરમાવતા ત્યારે આ દુઆ આપતા :

أَسْتَوْدِعُ اللّٰهَ دِيْنَكُمْ وَأَمَانَتَكُمْ
وَخَوَاتِيْمَ أَعْمَالِكُمْ ط

**અસ્તવ્દિઉલ્લાહ દીનકુમ વ અમનાતકુમ વ ખવાતીમ અઅ્માલિકુમ."**

●

જ્યારે આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કોઈ ખુશીનો પ્રસંગ પેશ આવતો ત્યારે ફરમાવતા કે,

